૯૫૫

# THE GREAT FLOOD IN SURAT.

## સુરતની ઝગરેલ.

---0§0---

કવિતામાં રચી પ્રસિદ્ધ કરનાર,

**વલ્લભરામ ઈચ્છારામ.**

સુ૦ ગોપીપરા રા૦ દી૦ કન્યાશાળાના

મુખ્ય મ્હેતાજી.

"૧૮૬૭ના ૨૫મા આક્ટ પ્રમાણે

રજીષ્ટર કરાવી છે."

---o---

સુરત મધ્યે,

૬૫, સંધાડીયાવાડમાં "અંબિકા" પ્રેસમાં

ભવાનિશંકર રવિશંકરે છાપી.

સંવત ૧૯૩૯. સને ૧૮૮૩.

કિમ્મત =॥ આના.

૧૮૫૫

# THE GREAT FLOOD IN SURAT.

# સુરતની ઝગરેલ.

—0§0—

કવિતામાં રચી પ્રસિદ્ધ કરનાર,

**વલ્લભરામ ઈચ્છારામ.**

સુ૦ ગોપીપરા રા૦ દી૦ કન્યાશાળાના

મુખ્ય મ્હેતાજી.

(૧૮૬૭ના ૨૫મા આક્ટ પ્રમાણે રજીષ્ટર કરાવી છે.)



સુરત મધ્યે,
૬૫, સંધાડીયાવાડમાં "અંબિકા" પ્રેસમાં
ભવાનિશંકર રવિશંકરે છાપી.
સંવત ૧૯૩૯. સને ૧૮૮૩.
કિમ્મત =॥ આના.

રાજમાનરાજેશ્રી

શેઠ તાપીદાસ વરજદાસજી.

મુ. મુંબાઈ.

વિનંતી કે સંવત ૧૯૩૯ના જેઠવદ ૧૩ને વાર સોમે તા૦ ૨ જુલાઇ શને ૧૮૮૩ને રોજે સુરત શેહેરમાં મોટી રેલ આવવાથી ઘણાએક દુઃખિ જનોને સાહેતા આપવાની બાબતમાં આપનો અતિશ્રમ છે, સબબ આ લઘુપુસ્તક આપને અર્પણ કરૂંછું તે આપસ્વિકારશો.

લા૦ આપનો સ્નેહી-મ્હેતાજી,

વલ્લભરામ ઇચ્છારામ.

## ગીતિ.

તાપીપૂર ચઢીને, સંતાપી બહુ સૂરતના જનને;
તાપીદાસ કૃપાથી, સાહેમળી સંતોષ થયો મનને. ॥ ૧.
એ આભાર અતિસેં, આપ તણો રંકની ઉપર જાણો;
આશિષ સર્વ ભણેછે, દીર્ઘાયુ રહી અખંડ સુખ માણો. ૨.
ઠાકોર ભાઈ ચકાના, આપ સખાગુણ બહુજ સુનીતિ;
પુસ્તક વલ્લભ અર્પું, સ્વિકારશો મન ધરી પુરણ પ્રીતિ. ૩.

# પ્રસ્તાવના.



આ સુરત શેહેરમાં સંવત ૧૯૩૯ જેઠ વદ ૧૩ વાર સોમે તારીખ ૨૭ જુલાઇ સને ૧૮૮૩ના રોજથી મોટી રેલ અત્રેની તાપી નદીમાં આવી. એ રેલના પાણી તારીખ ૨૭ ના સાંજના ૭ વાગતાથી ચઢવા લાગ્યાં તે છેક તારીખ ૪ થી સુધી ચઢયાં, બાદ થંભી રહયાં, અને તારીખ મચકુરની રાતથી ઉતરવા લાગ્યાં, તે તારીખ ૬ ઠી સુધીમાં બીલકુલ ઉતરી ગયાં.

એ મોટી ઝગરેલનો દેખાવ ઘણો ભયંકર તથા દુઃખ દાઇ હતો. સબબ એ વિષયના બીયાંનનો હેવાલ મુખ્ય મુખ્ય બાબતોમાં લખી પ્રસિદ્ધ કરવાના હેતુથી થોડાએક છંદ તથા ગરબા વિગેરે મેં મારી બુદ્ધિઅનુસારે રચીને લખેલા છે.

એ રચનામાં પ્રથમ મંગળાચરણ સાથે રેલનો દેખાવ તથા મોટાઇ બતાવેલી છે. બાદ એનાથી થએલી આફત યાને દુઃખ સુરત શેહેરના તથા તાપી કીનારાના ગામોના લોકોને શોષવું પડયું તે તથા એનાથી શેહેરમાં તથા ગામોમાં થએલું નુકશાન બતાવેલું છે. અને છેવટ મચકુર નુકશાન બદલ મળેલી મદતોનો હેવાલ દરશાવેલો છે.

સર્વે સદ્‌ગ્રહસ્થો તથા કવિજનોને વિનંતી કે આ લઘુ પુસ્તક રચવામાં મેં છંદો તથા લાવણીઓ વિગેરેની ઝમક તથા ઢાળોની દેશીઓને અનુસરીને રચના કરી છે. કારણ કે મને પીંગળનો અભ્યાસ નથી, માટે એમાં ગણ માત્રા વિગેરે દૂષણ હશેજ. સજ્જન સુજ્ઞજનો તથા કવિજનો મજકુર ખામી વિશે દરગુજર કરશો.

**પુ. ઈ.**



# સુરતની ઝગરેલ.

## મંગળાચરણ.

આર્યા છંદ.

ગણપતિ ગુણના દાતા, નમન કરૂં હું દાસતણો દાસ;
આ અવસર ઉગારો, બહુ જળ આવ્યું પડ્યો બહુ ત્રાસ. ૧.
સરસ્વતિ સીર નામું, બ્રહ્મકુમારી વસો હૃદયમાંહી;
દુ:ખ દરિઆ ઉભરાયો, આ સુરતને સાહે કરો બાઇ. ૨.

## રેલનો દેખાવ.

રોલાવૃત.

સુર્યપુરની પાસ, સૂર્યપુત્રી નદિ તાપી;
ઉભરાયું બહુ નીર, ચતુરદીશાએ વ્યાપી. ૧.
સવત વિક્રમ સાલ, ઓગણીસ ઓગણચાળી;
જેઠ વદી તેરસ, રેલ મોટી બહુ ભાળી. ૨.
તેરસને શોમવાર, રાતના ચડીયાં પાણી;
સુરતની સૌ પ્રજા, પ્રભાતે બહુ ઘભરાણી. ૩.

ચૌદશને મંગળે, ચાર દીશામાં પાણી;
ચઢયાં દિવસને રાત, દયા દૈવે નવ આણી. ૪.
પૂર્વદિશામાં રેલ, સર્વ ઘેરીને લીધું;
રેલવે પેલે પાર, જળમય સઘળું કીધું. ૫.
દિલ્લીગેટથી જઇ, લાલદરવાજો ઘેર્યો;
પાણીનું પુર ચઢી, વોહ્ અતીશે પ્રેર્યો. ૬.
ગલેમંડીથી વહી, તરતિયા હનુમાન ચાલી;
જદાખાડી ભરપુર, બેગમ્પરૂં નહી ખાલી. ૭.
ઝાંપાનું બજાર, ટાવર સુધી છે પાણી;
સલાતપરામાં જોઇ, ઇદરપરે લ્યો જાણી. ૮.
આથમણે ઉભરાઇ, તાપીએ કોપજ કીધો;
નાનપરાનો પુલ, બાગને જળમાં લીધો. ૯.
કીલ્લો ને દેવળ, હાઇઇસ્કુલે પાણી;
ઇસ્પીટાલની પાસ, લાઇબ્રેરી ઘેરાણી. ૧૦.
રાજાઓવારે કોટ, ઉપરથી પાણી ચઢીયાં;
મોટી સડક ઉપર, સીંધિવાડે જઇ અડીયાં. ૧૧.
ઘરનાળા માંહેથી, નાણાવટ પાણી ચઢીયું;
ચૌટાનો બજાર, પાણીની ભીતે અડીયું. ૧૨.

ઉત્તરમાં અલબેલી, ઓચરી જળમાં જોઇ;
જળ મધ્યે કંતાર, બાકી જળ વિના ન કોઇ. ૧૩.
કતારગામથી ઠેઠ, પાણી સુરતમાં જોયું;
વરીઆવી ભાગોળ, ભરી જોઇ મન રોયું. ૧૪.
સૈદપરામાં છેક, ખાડિ સભરાભર ચાલી;
માછલી પીઠ ભરાઇ, મીરજાસ્યામી મ્હાલી. ૧૫.
વાંકિઓડિ સાપોર, સર્વ લપટાવી પેઠું;
હરીપરાનું નીર, રાણીતળાવે પ્હેચ્યું. ૧૬.
દક્ષિણમા દીન રાત, જેમ દરિયો ઉભરાયો;
નાનપરૂં લપટાવી, આસુરબેગ ઉપર આવ્યો. ૧૭.
નવસારી ભાગોળ, ગોપિતળાવ ભર્યું છે;
રૂસ્તમપરાની સાથ, સગરામપરૂં ગળચું છે. ૧૮.
નવુંપરૂં હોરવાડ, ખાડિ ભરપુર ભરાઇ;
ગોપીપરૂં ગુલજાર, બાકી રાખ્યું નહી કાંઇ. ૧૯.
સુરતના સૌ ભાગ, માંહે પાણી જઇ જોયાં
ત્રાહે ત્રાહે કરે લોક, ગરીબગુરબાં બહુ રોયાં. ૨૦.

## દોહરો.

ઘણા ગરિબ રડતા ફરે, ચૌદશ ઉગતે સૂર;
ચીંતાતુર સૌકો થયા, સર્વ તણાસે પૂર. ૧.



# રેલથી પડેલી મુશીબત.



## લલિત છંદ.

અરર ઇશરે આતે શું થયું, સુરત સ્હેરનું નુંર ના રહ્યું;
સાલ અરાડસો ઇઠોતેરમાં, નિર ફરીવળ્યાં સુરત શેહેરમાં. ૧.

બહુ જનો તણા મંદીર માળીયાં, ગડગડી પડયાં ગોખ જાળીયાં;
સાહિત ઘર તણો રેલમાં ગયો, પસુ અનાજનો કેરૂ બહુ થયો. ૨.

અગ્નિ વેળા સહી રૂપિયા વળી, દોઢેક લાખની સાહેતા મળી;
લાખેક દાઢમાં સર્કારી હતા, પાંચ હજાર તે મેં કિધા છતા. ૩.

તદપિ સુરતે ટેક રાખીયો, રોજગારે કરી જુલમ સાંખીયો;
સદ્ગુણી ઘણા શેઠીયા હતા, હીંમત રાખિને સૌ થયા છતા. ૪.

શાલ અરાડસો ત્રાણુમાં વળી, આગ મોટી થકી પુર્ગયું બળી;
પુઠે રેલતણો મારો આવીયો, દાજ્યા ઉપરે ડાંમ લાવીયો. ૫.

રેલ અગ્નિથી સ્હેર ભાંગીયું, રોજગારો ગયા દુઃખીયું થયું;
ટગુમગુરહી દુઃખિ દયામણા, દિન ગુજારતાં પુરજનો ઘણા. ૬.

સંવત ઓગણી ઓગણ ચાળિસે, જેષ્ટ માસની વદ ત્રયો દશે;

ચંદ્રવારથી તાપી કોપીયાં, દુઃખિ થયા ઘણા હીંદુને મિયાં. ૭
ઇંગ્લિસ પારસી મોમના સહી, અરાઢ વર્ણમાં બાકીકો નહી;
સૌ જનો ઘણા ચીંતાતુર્થયા, ભુખમરા થકી ઉપજે દયા. ૮.
મોટા પુર વિસે કૈંક ટળવળે, કૈંએક ઝાડને આસરે ચઢે;
ઘેરાયલા જનો છાપરે રહ્યા, કરે પોકાર તે ન જાએ સહ્યા. ૯.
એક ગરીબડી દૂબળી સહી, સગરભા હતી પાણીમાં રહી;
ઘેરાઇ પાણીએ જાય તે કહાં, ઝાડપર ચઢી પક્ષિ છે જાંહાં. ૧૦.
બાળ અવતર્યું ભૂખથી રડે, બાળકની ઘણી સાહેતા કરે;
દિવસ ત્રણ એ ક્રુમમાં રહી, રેલ ટળ્યા પછી ઘેર તે ગઇ. ૧૧.
જેને શ્રિરામજી સાહેતા કરે, તે જનની પિડા સૌ રહે પરે;
રાંદેર ગામમાં એબિના મચી, બાળ સહિત તે દુબળી બચી. ૧૨.
રાંદેર પાલને ઉમરે સહી, અડાજાણમાં રેલ એ ગઇ;
ફુલપાડા થકી વરાછે વળી, ગામ પૂનાથકી ઘર ગઇ ગળી. ૧૩.
કતારગામમાં રેલ પરવરે, ડભોલીને વેડ ભરથાણે વળે;
મગ્દલ્લા ને રૂંઢ ભાઠામાં ધસી, મગોબમાં જઇ વરાછલી વસી. ૧૪.
કાપદ્રા ઓઢાણ માંડવી ભણું, કડોદ આદી હું ગામ બહુ ગણું.
કોઇક ગામમાં ઘર્ગાપાં સરી, ઢોર ઢાંકેતાણી ખુઆરી કરી. ૧૫.

દૈવ કૈર થઇ જુલમ બૌ કર્યો, ઘણાક ગામમાં નુકસાની ભર્યો;
આ ઝગરેલથી હાંની જતણી, લાખ ત્રણચાર અટકળે ગણી. ૧૬.

## સોરઠો.

બહુ જન આવ્યા વાજ, હાંની થઇ આ રેલમાં;
ઇશ્વર રાખે લાજ, સુરતના લોકો તણી. ૧.



## શેહેરમાં થયલું નુકશાન.

### ભુજંગી છંદ.

આ રેલથી શેહેર સુરત જાણો,
થયું જાન અથાક નકકી પ્રમાણો;
બે લાખને પાંચસો બેઠી બાઇ,
હવી હાનિ વિગ્તે કહું સર્વ આંહી. ૧.
અનાજ ભીનું તેનું મૂલ થોક,
પચાસ હજાર રૂપૈયા રોક;
ઘરો ભાંગિયાં છશો પચાસ જાણો,
થયું જાંન અથાક નકકી પ્રમાણો. ૨.

ખાન બ્હાદુર ફ્રેજરે તાપી તીરે,
બાંધ્યો બંગલો તે ગયો વેહેતે નીરે;
તેથી મની વીશ હજાર ખોયા,
સાપુરજી આદિ સૌ ભાઇ રોયા. ૩.
જનાબની બુરજી બાગ સાથે,
ગઇ વેહેતે પાણી પડી રેલ ખાતે;
તેનું મૂલ અરાડ હજાર પુરૂં,
રૂપૈયા ગયા એ થયું જાન બુરૂં. ૪.
જુનો દરિયા મ્હેલ નવાબનો જે,
થોડો ભાંગીયો જાંન છે આશરે તે;
હજાર પાંચેક હાંની ગણે છે,
ત્યાહાં એક હુન્નરશાળા ભણે છે. ૫.
હનુમાન પાતાળિ પાતાળ પેંઠા,
ભાંગ્યું છાપરૂં સાધુ વીચારે બેઠા;
એનું જાંન સો ત્રણ ચારેક જાણું,
વેરાગી કહે ભીખ માગીને આણું. ૬.
રાણી બાગનો કોટ કિલ્લાની સાંમે,
પડ્યો મુળથી ઉથલી ઠાંમઠાંમે;

જઇ મ્યુનિસીપાલીટીને ભણોની,
ગયા પાંચ હજાર પુરા ગણોની. ૭.

બાંગ્યા રોડને નાળાં સુરતમાંહી,
રૂપૈયા ગયા ત્રીશ હજાર ક્યાંહી;
આસિષ્ટંન્ટ જડજની જે કચેરી,
ગઇ દસ હજાર રૂપૈયા રેલી. ૮.

સચીનથી ઠેઠ શાઓણુ આંખો,
તોડ્યો કાંકરાખાડિનો પુલ આખો;
સિલેપાટ તોડ્યા કિધી રેલ વાંકી,
રહી સુતના સ્ટેસને ટ્રેન થાકી. ૯.
થશે પુલ આખો ફરીથી બનીને,
ગઇ ખોટ જે રેલને કંપનીને;
હશે જાન એનું થયું લાખ એક,
ગણો રૂપિયા મંન રાખી વીવેક. ૧૦.
એણિ વીગતે રૂપિયા લાખ ત્રણ,
વળી નવસો એની ઉપર ગણ;
ખરી દેવની ગત કો નવ પીછે,
સુરતમાં હાંનિ રેલે કરી છે. ૧૧.

## દોહરો.

હાની થઇ સુરત વિશે, રેલે કર્યું ખુઆર;
એ જીલ્લાના ગામમાં, નુકસાની કહું સાર. ૧.



## તાપી કીનારાના ગામમાં થયલું નુકશાન.



ચામર છંદ.

કતારગામ રેલથી સતાણું ઘર તૂટિયાં,
અનાજ પાયમાલ લોકના ખોરાક ખુટીયા;
ભેંસ એક મર્ણથી પચાસની હાની થઇ,
ચોસેટસેં તેત્રીસ નુકસાન રૂપિયા સઇ. ૧.
છાસટ ઘર ભાંગિયાં હાની હજાર પાંચની,
રાંદેર કસબા વિશે ખરાબી રેલથી બની;
ભર્થાણાએ ઘર સાત તૂલ મર્ચિનું ગયું,
ચારસો પંદર રૂપિયાનું જાન એ થયું. ૨.
ઉમરા ઉપર ધાડ રેલની આવી પડી,

ઘર પાંચ સાથ રાચરચીલું ગઇ હરી;
સાતસો રૂપૈયા મુલ હાણ એનિ જાણવી,
ત્રાહે ત્રાહે કરે લોક દયા દીલ આણવી. ૩.
અડાજણ ગામ રેલ જાંનતો ઘણું કરે,
ઓગણી હજાર નવ સત રૂપિયા ખરે;
ધર્મશાળા રૂંઢની ભાંગી થયું છ જાનજો,
ગણીલો રૂપિયા પચાસ સાચિ વાત માનજો.
અઝાર એક પાંચસોનું જાન પાલમાં થયું,
નેવું એક ઘર માલ સાથના લેતું ગયું;
મગદલ્લા માંહે તાડિ વેચવા પિઠું સહી,
મની સાઠ એનિ હાણ ભાંગવા થકી થઇ. ૫.
ઘર ગામ ભાઠે જાણ' દોડસો તુટી પડયાં,
ત્રણ ગાએ જોડ ભેંસ ચારસો ગેટાં ટળ્યાં;
માણસો તણાયા પાંચ લાસ તેની ના જડી,
લાસ જોડ એક કોઇ ગામથી આવી પડી. ૬.
હાનિ રૂપિયા બત્રીસસોનિ ભાડામાં થઇ,
માછિના ઘરો ગયાં છ ફુલપાડાના વહી;
લાકડાં ઇમારતી વેપારિના વહી ગયાં,
હાંનિ શાતશોને ત્રીશ બારતો પુરા થયા. ૭.

ભુવનો વરાછલીમાં ત્રીશ બે ગયાં સઇ,
વીશ પાંચ ભાંગીયાં તો તેરની ભીતો ગઇ;
ફેકુટરી જીનીંગ એક જાન સર્વનું ભણું,
અરાડ સહસ્ર આડશો મની એના ખરા ગણું. ૮.
ડભોલી કુભાંણમાં છવિસ ભીત છાપરી,
પાણી રેલના થકી ભુમી વિશે ઢળી પડી;
પાંચસે નેવું રૂપૈયા જાન તેનું જાણજો,
રેલથી દુઃખિજનોની દયા દીલ આણજો. ૯.
આમ્વામાં કોળી દયાળ ડૂબી રેલમાં ગયો,
બમૂરોલીનો હીરા હાંસજી તેની સાથે વહ્યો;
પર્ગામે મનુશને પસુ થોડાંક ડુબિયાં,
ઝાડજાંખ જીવજંત રેલમાં મરી ગયાં. ૧૦.
કડોદ માડવીમાં જાન દ્રવ્યનું કીધું સઇ,
પારશીનિ માંજી હીંદુ ત્રણની પુંજી ગઇ;
રૂપૈઆ બસો સત્યાસિ માલના ગયા સઉ,
મસીદ એકના બસો પચાસ હાનિના કઉ. ૧૧.
સુર્ત જિલ્લા મધ્ય હાનિના રૂપૈયા જાણજો,
ચુંમોતેર સહસ્રને ઉપર આઠ આણજો;

જીલ્લા સાથ સેહેરની હાંની હવી તે હુ ભણું,
શેક ત્રણ ચાર લાખ રૂપિયા પુરા ગણું. ૧૨.
જુલાઇ બીજી થકીથિ હાંની સર્વે મેં કઇ,
ત્રણ લાખ આશરે પંદરમી સુધી થઇ;
ન્યુઝમાં લખ્યા પ્રમાણ એ રકમ જાણજો,
ત્યારબાદ લાખ આશરે પછીનું માનજો. ૧૩.

### દોહરો.

હાંની કીધી છે બહુ, રેલે અકરા કેર;
દૈવ દયા લાવ્યો નહીં, ભાંગી નાખ્યું શેહેર. ૧.



### છપ્પો.

તાલુકે ઓરપાડ, હુકમ કલેકટર સોંપે,
નિપજ્યું સું નુકશાન, લખીને આપો ચોંપે;
મામલત્દારે સાર, જુવાબ જુક્તિથી દીધો,
રેલ ચઢીતી પૂર, બિગાડ નથી બહુ કીધો;
પણ દીપૂટી જોવા જતે, નુકશાંનો માલમપડ્યાં,
ઇશ્વિરલાલ નાણા લઇ, રંક તણી વ્હારે ચ્હડ્યા.



# રેલની આફતમાં સપડાયલાને મદદ.



પદ.

( રૂદન કરે રાણી રાધીકા, એ ઢાળ. )

ઝગરેલ આવી ઝુમતીરે, ઘુમતી બહુ પેર;
સુરતને અકળાવીયું, કીધો અકરા કેહેર. ઝગ. ૧.
ઓધેદારોને અધીપતીરે, શેઠિયા સાહુકાર;
વકિલો મળીને વીચારતા, હવે શા થશે હાલ. ઝગ. ૨.
પુર જનો પોકારતારે, આવ્યાં શેહેરમાં નીર;
મ્યુનીસીપાલીટી બ્હાવરી, ન રહ્યું કાંઇ ધીર. ઝગ. ૩.
ચીફ કોન્સ્ટેબલ સહીરે, કૃષ્ણલાલ કેહેવાય;
રાત દિવસ રેલની બીના, કેહેવા સર્વને જાય. ઝગ. ૪.
સુપ્રિટેન્ડેન્ટને જઇ કહ્યુંરે, આયવાં પૂરમાં નીર;
ઓધેદારોને ચેતાવીયા, કેમ રાખીએ ધીર. ઝગ. ૫.
લલ્લુભાઇ ઈજનેર છે રે, પોતે આપોઆપ;
રાત આખી પુલપર રહ્યા, લેવા રેલનું માપ. ઝગ. ૬.
વીટવર્થ સાહેબ પરગજુરે, કરતા બહુ સાય;
ઉપાય રૂડા દાખવે, જેમ આફત જાય. ઝગ. ૭.

સુપ્રિટેન્ડેન્ટ પોલીસનારે, આપે લોકોને ધીર;
ગભરાસો ના કો આ સમે, વહીજાશે એ નીર. ઝગ. ૮.
નાનાભાઇ કાવસજીરે, ઇન્સ્પેક્ટર જે;
પોલીસના કહેવાય છે, નાવમાં ફરે તે. ઝગ. ૯.
ત્રણ દીવશ જળમાં ફરીરે, ઘેરાયલા લોક;
હોડીમાં સર્વને લાવીયા, ટાળ્યા સઘળાના શોક. ઝગ. ૧૦.
નાનાભાઇ સાંજે ગયારે, નવસારી બજાર;
માણસ પાંચ રડે બહુ, એક ઘરમોઝાર. ઝગ. ૧૧.
માણસ લીધાં હોડીમાંરે, મીનીટે થઇ પેર;
ઘર પડ્યું પાણી વિસે, મોટો નીપજત કહેર. ઝગ. ૧૨.
સેક્રેટરી નંનુમીયાંરે, બીજા ગોવનદાસ;
સઘળા જીલ્લામાં જઇ કરી, આપે લોકોને આસ. ઝગ. ૧૩.
દરોગા સોરાબજીરે, ફૈજમહંમદ સાર;
ડુબતાને ઉગારવા, કીધી રેલમાં વ્હાર. ઝગ. ૧૪.
ચોર્યાસીના ફોજદાર છે રે, જબરજસખાન;
તરાપો લઇ ફરી વળ્યા, તાર્યા ડુબતાના માણ. ઝગ. ૧૫.
ઊંચી જગાએ ઘેરાયલાને, ખાવા આપતા અન્ન;
મમરા ચવેણું આપતા, મીયાં જબરને ધંન. ઝગ. ૧૬.
એક દાદાભાઇ પાંડીઓરે, તારો તરવામાં પૂર;

ડુબતા જનને બચાવતો, લાવી અંગમાં સુર. ઝગ. ૧૭.
એકસોને છ ડુબતા હતારે, સૌ મનુષ્યના દેહ;
ઝાલ્યા તરીને પાંડીએ, ઉગર્યા સૌ તેહ. ઝગ. ૧૮.
પાંડીયાને પ્રાઇસ મળ્યુંરે, વીશનું ઘડીયાળ;
સો રૂપીયા રેલ ફંડથી, સો સરકારી સાર. ઝગ. ૧૯.

## દોહરો.

એકસો છ ઉગર્યા સહી, દાદાભાઇથી જાન;
એ તારો નહિ હોતતો, ખોતે સઘળા પ્રાણ. ૧.



# રેલમાં ઘેરાયલાઓની બરદાસ.



## હરીગીત છંદ.

ઘેરાયા ઘેડ તળાવડીમાં, કોળી માછી ઘેડીયા,
સૌ કોને યુક્તિ કરીને, ગોપીપરામાં તેડીયા;
અસેં માણસ આવિયું તે, ભૂખથી બહુ ટળવળે,
જૈન મ્હાજન મળી સર્વે, સાહેતા તેની કરે. ૧.
વકીલ ડાહ્યાભાઇ સાથે, ગુલાબચંદ મલજી સઇ,

શ્રાવક સૌ ટોળે મળીને, અમરા સેત્ર આપ્યાં લઈ;
બપોરે ખિચડી જમાડી, ભૂખ સૌની કાપતા,
રાયચંદ શેઠનિ ધર્મશાળા, રાતવાસો રાખતા. ૨
સગરામપરે સાકેરસાલે, અન્ન ચવેણું મોકલ્યું,
જળ ઘેરામાં રંકને જ્યાં, અપાયું ત્યાં પોંચી વળ્યું;
મહુવાના દેસાઇ રૂડા, ગોપાળભાઇએ આદર્યું,
ગરીબને ખોરાક આપી, પોષણ તે સૌનું કર્યું. ૩.
બહેરામજી ઢાળાની બાનુ, ડોસીબાઇને જાણજો,
રૂસ્તંપરામાં ઘણા જનના, ઉગાર્યા પ્યારા પ્રાણજો;
છજ્જું તોડ્યું ઘરતણું, કીધો તરાપો રહેમથી,
તે ઉપર જન ત્રાણસોને તાર્યા, ખરા પૂરણ પ્રેમથી. ૪.
બાવાપિતાનું આપિયું, સૌ ઉપર જોયું દીલભરી,
કંઇ સૌના કાપીયાં, ને સાહેતા રૂડી કરી;
ભય ગયો મરવા તણો વળી, ભૂખ ટળી સુખિયા થયાં,
આશીસ બહુ બહુ આપતા, સઉ બાઇની પાસે રયાં. ૫.
નવાપરાની ખાડિમાં, ભરપૂર પાણી આવિયાં,
બહુ ઘેરાયા માણસ તેમાં, ગોલા ઘાંચીને બિયાં;
સર્વને ઉગારવાને, આગેવાની આદરી,
સારા શહુરથે કોશિસ કીધી, દયા બહુ દીલમાં ધરી. ૬

જગન્નાથ ઇચ્છારામ આદી, સીત વગેરે શેઠિયા,
રોટલા રોટલી કરાવી, આપવાને મોકલ્યા વેઠિયા;
વળિ ચાણા મમરા ચવેણું દઇ, બહુ જનોને પોષિયા,
ઘેરાયલાને ધીરજ આપી, સુખ દઇ સંતોષિયા. ૭.
મિર જાફરઅલ્લી તણા સુત, જુલફીકારઅલી સઇ,
આખું સુરત ફરીવળી બહુ, દુઃખીયા જન જોયા જઇ;
જાન માલ બચાવવાને, મદદ જરની આપતા,
ખાવાને મીઠાઇ મમરા, આપિ દુઃખડાં કાપતા. ૮.
બાક્ષએ વારાંગના વળિ, ગરીબગુરબાં ઝાંખીયાં,
રેલથી જે રડવડ્યાં તે, સૌને મ્હેલે રાખિયાં;
ખોરાક આપ્યો સર્વને વળી, સાહેતા સારી કરી,
પાછા ગયા સૌ સૌને ઠામે, રેલ જ્યારે ઉતરી. ૯.
એક ગ્રહસ્થ રૂડા દયાળુએ, આપોઆપ જાતે જઇ,
ચોકબજારે ચવેણું, પચીસને આપ્યું સઇ;
નાનપરામાં આદમજીએ, પચિસ રૂપિયા વાપર્યા,
ગરીબ જનની ભૂખ ભાંગી, ખવાડી રાજી કર્યા. ૧૦.
મંછારામને ફીકાભાઇએ, અધિપતીઓ ન્યુસના,
નીરાશ્રિતના નાણામાંથી, સાહેતા કરતા ઘણા;
ખિચડીઓ ઠામઠામ આપી, ગરીબને સંતોષિયા,

ખરા દીલથી દયા લાવી, પીંડ તેના પોષિયા. ૧૧.
પાણીની ભિંત આગળ ઝાઝાં, ગરીબગુરબાં ટમટમે,
એવું જોઇને પોપાવાળા, સાહેતા તેની કરે;
ઘણા જનને ખિચડી ખાવા, આપીને રાજી કર્યા,
ઓથ દીધી અવઘડે વળિ, ભૂખના દુખડાં હર્યા. ૧૨.

દોહરો.

દુખડાં ટાળ્યાં ભૂખના, કાપ્યા સૌના શોક;
સત્ગ્રહસ્થો જીવો ઘણા, આશિસ દે છે લોક. ૧.

## મુંબઈમાં રેલ વિશે મળેલી સભા.

લાવણી.

(નરશૈ મ્હેતા ભક્ત હરીના જુનાગઢના રેહેવાસી,-એ ઢાળ.)

રેલે કીધો કહેર સુરતમાં, થઇ ઘણીએક નુકસાની;
મુંબાઇના સિરદાર શેઠીયા, રહેમ ઘણી દીલમાં આણી. ટેક.
સૂરતમાં જગજીવંદાસને, તાર કર્યો તાપીદાસે,
લ્યો પાંચસો રૂપૈયા રોકડ, કરો ગરીબની બરદાસે;

ફેરી પાંચ હજાર મોકલ્યા, દુરબળની દાઝો જાણી-મુંબા૦ ૧.
શેઠ દયાળુ તાપિદાસ–વરજદાસ બોલ્યા વાણી,
વ્રિજભુખણ આત્મારામ શેઠે, વાત સઉ મનમાં આણી;
નાણાની ગોઠવણી કરવી, સુરતમાં થૈછે હાંની-મુંબા૦ ૨.
વ્રિજભુખણને તાપિદાસ, એ શેઠે ગોઠવણી ધારી,
દિનશાજી પીટીની આગળ, વાત કરી સઉ વિસ્તારી;
દિનશા શેઠે નિજ બંગલામાં, સભા ભરી મોટી શાણી-મુંબા૦ ૩.
બારોનેટ સર જમશેદજીને, પ્રમુખતણી પદવી આપી,
ભાષણ કીધું બારોનેટે, દીલ દયા સઉને વ્યાપી;
ફંડ કરી રૂપિયા ઉઘરાવ્યા, જુલમ રેલનો બહુ જાણી-મુંબા૦ ૪.
ઓનરેરી સેક્રેટરિ કીધા, ચાર રૂડા ગ્રહસ્થો સારા,
શાંતારામ નારાયણ, નવરોજજી ફરદુંજી છે પ્યારા;
વ્રિજભુખણ આત્મારામ સાથે, શેઠ દામોદર લ્યો જાણી-મું૦ ૫.
શેઠ પ્રેમચંદ રાયચંદને, તલકચંદ કરતા સાએ;
દામોદર તાપીદાસ વિગેરે, ફંડ ભરાવાને જાએ,
શ્રમ કરી ઉઘરાણું કીધું, એવી લોક બોલે વાણી-મુંબા૦ ૬.

## દોહરો.

ફંડ થયું મુંબાઇમાં, વધ્યા રૂપૈયા સાર;
મુખ્ય મુખ્ય શેઠો તણા, નામ લખું નિરધાર. ૧.

—o—

# મુંબાઈમાં થયલું ફંડ.

ગરબો.

( ઓધવજી શંઘેસો કેજો શ્યામને, એ ઢાળ. )

સાહે કરો ઇશ્વર આફત આ રેલની,
બહુ જન દુઃખમાં અતી ઘણા રીબાયજો;
ગરીબડાં સુરતની વ્હારે આવજો,
મદત મળેથી કૈએક સુખીયા થાયજો. ટેક.
પોક સુણી સુરતની મુંબાઇ જાગીયું,
મળી સભામાં શેઠો ને સાહુકારજો;
ઉઘરાણું કીધું રૂપૈયા રોકનું,
તુરતવેળાએ સાઠ સિતેર હજારજો. સાહે. ૧.
માણેકજી વાડિયાના વિધવા બાઇ જે,
નામ મુબારક મોટલીબાઇ કહેવાયજો;
ઉઘરાણામાં રોકડ એણે આપિયા,
રૂપિયા પંદર હજાર ગણતા થાયજો. સાહે. ૨.
દીનશાજી પીટીટ દયાળુ જાણવા,
ફંડમાં રૂપીયા આપ્યા ત્રણ હજારજો;

શેઠ પીટીટ નશરવાનજી ચુક્યા નહી,
બે હજાર ભરતાં કીધી નહી વારજો. સાહે. ૩.
હોરમજજી અરદેશર જે છે શેઠિયા,
રૂપિયા તેના રોકડ બે હજારજો;
તાપીદાસ વરજદાસ એ ભુલ્યા નથી,
એના પણ એટલા ધારો નીરધારજો. સાહે. ૪.
મરહુમ કાવશજી દિનશાજી પીટીટના,
રોકડ પાંચસો કાપડના હજારજો;
ભરુડીયા નવરોજીમાણેકજીએ ભર્યા,
એક હજાર રૂપૈયા રોકડ સારજો. સાહે. ૫.
નારણદાસ રાજારામની જે કુંપની,
એના રૂપિયા એક હજાર છે રોકજો;
ઠાકરશી મુળજી કુંપનીમાંથી ભર્યા,
રૂપૈયા દશસોની કીધી થોકજો. સાહે. ૬.
વંદ્રાવન પરસોતમ મોટા શેઠ એ,
એક હજાર રૂપિયા લખ્યા છે ટીપજો;
આ અવસરમાં આપ્યા એણે એટલા,
ગરિબ પ્રજાના હકમાં કીધું ઠીકજો. સાહે. ૭.

શેઠ વરજીવન નેં નરોતમ શેઠ એ,
માધવદાસ શેઠીયાના રૂડા પુત્રજો;
સાહે કરી સાતસેં રૂપૈયા આપિયા,
સુખી રહો સરવે એનું ઘરસુત્રજો. સાહે. ૮.
મુંબાઇવાસી બીજા ગ્રહસ્થોના કહું,
હજાર બાવનને આઠસેં ઉપર રોકજો;
સર્વે મળીને રૂપિયા પોણા લાખની,
આ વેળાએ કીધી મોટી થોકજો. સાહે. ૯.
દીનદયાળ ફરગ્યુસન સાહેબ જાણજો,
મુંબાઇના ગવરનર એ કહેવાયજો;
રૂપૈયા પાચસેં પોતે આપ્યા સહી;
દુઃખિયારા રંકોની કરવા સાહેજો. સાહે. ૧૦.
સાંતારામને ખંડેરાવ બીદારકર,
ઘેલાભાઇની સાથે ઇશ્વરલાલજો;
ભીમભાઇ સંગાતે સુરત મોકલ્યા,
મુંબાઇ કામેટીએ કરવા ખ્યાલજો. સાહે. ૧૧.
રૂડા રાવ બ્હાદુર જગજીવનદાસને,
આવિ મળ્યા છે મજકુર ગ્રહસ્થો ચારજો;

ફંડ વાપરવું રૂડી રીતે આ સમે,
જેમ દુઃખિયા જન સુખ પામે બહુ સારજો.સાહે. ૧૨.
કલેકટર સાથે કન્સલટેટીવ કરી,
સત્તર ગ્રહસ્થો નીમ્યા તેની માંહ્યજો;
રૂપિયા વાપરવા ગોઠવણી એ કરે.
જેમ દુઃખિ જન પામે સઘળા સાહેજો. સાહે. ૧૩.
કામેટી બીજી વરકીંગ ઉભી કરી,
નવ ગ્રહસ્થને નીમ્યા તેમાં જાણજો;
ખબર મેળવવા સૂરતને પરગામની,
કઇ જગોએ કેટલી થૈ છે હાંણજો. સાહે. ૧૪.
સાન્તારામ આદી સર્વે મુંબાઇ ગયા,
ઇશ્વરલાલને મુકી ગયા છે આં કે જો;
પોતાની તરફથી એને ભાળવ્યું,
જોઇ ગરીબને વેગે આપો સાહેજો. સાહે. ૧૫.
ચાર દિશા સુરતમાં વાર્ડો બાંધીયા,
નાનપરૂ ને બેગંપરૂ સાપોરજો;
હરીપરૂં આદીમાં સર્વે આવિયા,
નીમી સબ કામેટી ડારો ડારજો. સાહે. ૧૬.

સભ કોમેટી સઉ વાર્ડે ફરતી ફરે,
આપે ગરિબને અંન વસ્ત્ર ને રોકજો;
આખે ગામમાં ગોઠવાણી એવી થઇ,
લઇ મદદ ને આશિષ દે છે લોકજો. સાહે. ૧૭.
બહુ છેયો સઉ મુંબાઇ વાસી શેઠિયા,
ધર્મ ધોરીંધર મોટલીબાઇ નીરધારજો;
આફતમાં આવેલ સુરતને ગામની,
સાહે કરી બહુ રાખી મન ઉદારજો. સાહે. ૧૮.

**દોહરો.**

સાહે મળિ મુંબાઇથી, અડસટે કહું સાર;
રોકડને કાપડ મળી, થાય એંસી હજાર. ૧.



## સુરતની સભાએ મળીને કીધેલું છંદ.



**પદ.**

(તારૂં ગોકુલ જોવાને આવેરે મથુરાના વાસી; એઢાળ.)
આ રેલે કીધો બહુ કેરરે. સુરત ગભરાયું,
કેને હવેથી થાશે પેરરે, મહા જગ ચઢી આવ્યું;

દયાળુ રાવ બહાદુર એ, જગજીવનદાસ પ્રમાણ;
કુચ ગ્રહસ્થોની સાથે મળી, કલેક્ટરને કીધું જાણરે. સુર; દેવ૰
કલેક્ટર રૂડા ભણું, જેનું જે. જી. વાહીટ નામ;
બીજા ગ્રહસ્થોને બોલાવિયા, સભા ભરીને કીધું કામરે. સુ; દેવ. ૨
ભાષણ કીધું રેલનું જેથી, લોક થયા ખુશાર;
ફંડ કરોની નાણા તણું, એવો કલેક્ટરે કહ્યો સારરે. સુ; દેવ. ૩
બસેં રૂપૈયા પોતે ભર્યા, કીધું વાહીટ સાહેબે કામ;
બસેં ભર્યા છોટે સાહેબે, મીર ગુલામબાબા છે નામરે. સુ; દે. ૪
મુલ્લાજી સાહેબે આપીયારે, રૂપીયા બસેંને એક;
અબ્દુલ્કાદર નજમુદિને, રાખ્યો નામ પ્રમાણે ટેકરે. સુ; દે. ૫
જીયાઉલનીશા લાડલીરે, બેગમ સાહેબ નામ;
રૂપીઆ બસેં રોકડા, લખ્યા મદદ આપવા કામરે. સુ; દે. ૬
મીર જાફરઅલ્લી તણા, જુલફીકારઅલ્લી જાણ;
બસેં રૂપૈયા આપીયા, એનું થાવો ઘણું કલ્યાણરે. સુ; દે. ૭
નવાબ મીર આલમખાંરે, સૈયદ એ કહેવાય;
સો રૂપીયા આપ્યા રોકડા, દુઃખી લોકોને કીધી સાહેરે. સુ; દે. ૮
શેઠ હેદરઅલ્લી કાશમેરે, દોઢસોને એક સાર;
બક્ષિ મીર અજમુદીને, દોઢસો આપ્યા નીરધારરે. સુ; દે. ૯

મી૦ જી. સી. વિટવર્થ સાહેબેરે, સો રૂપીયાની રકમ;
રેવરેંડ રે રૂપીયા ભર્યા, લખ્યો સો રૂપિયાનો અંકરે. સુ; દે. ૧૦
કેખુશરો હોરમજજીએ, સો રૂપિયા ભર્યા સાર;
બીજા ગ્રહસ્થો મળીને થયા, સત્તરસો નવાણું ધારરે. સુ; દે. ૧૧
પાંત્રીસસો એક રૂપીયારે, તુરત વેગા થયું ફંડ;
ત્રીજોરી રાવ બહાદુર કને, જગજીવનદાસને ધનરે. સુ; દે. ૧૨
સુરતની સભાએ કરીરે, શભ કમેટીઓ આમ;
લાએક ગ્રહસ્થોને જોઇને, સોંપ્યાં મદદો આપવાનાકામરે. સુ;દે.૧૩

## દોહરો.

દુખિયા જનને જોઇને, દુખની કરતા શોધ;
સભ કામેટી જઇકરી, રૂડી આપે ઓથ.



## અમદાવાદની જનરલ મીટીંગ.



### લાવણી.

(સતગુરૂ નિરમળદાસ, જીનોકી અકળ કળા ન્યારી; એઢાળ)
સહેર સુરતમાં કહેર થયો, બહુ પૂર ચઢયાં પાણી;
મનુશ પશુ ઘર ઘણા ગામથી, રેલ ગઇ તાણી.

એ આફતની વાત ઠેઠ જઈ, અમદાવાદ પોંતી,
નગરશેઠને મુકુંદરાયના, મનમાં જઇ ચોંટી;
ભોળાનાથને મહિપતરામે, સભા ભરી શાણી. મનુ. ૧
જી.બી.રીડ સાહેબ કલેકટર, જે રૂડા કાહાવે,
નગરશેઠ પ્રેમાભાઇ પોતે, દીલ દયા લાવે;
સર્વ સભામાં સૂરતની, આફત કહિ કહાણી. મનુ ૨
ફીલપોટસ જડજ બાહાદુરને, બેચરદાસ જાણો,
નવરોજજી પેસ્તનજી કંટ્રાકટર સાથે માનો;
કામેટી જનરલ ભરી, સૌ દયા દીલ આણી, મનુ. ૩
નરભેરામ વકીલ સાથેછે, રણછોડલાલ સારા,
સેક્રેટરિ સૌ મળીને કીધા, મૈપતરામ પ્યારા;
કરંજના કાવશાજી મંચેરજી બોલ્યા વાણી. મનુ. ૪

## દોહરો.

જનરલ કામીટી ભણૂં, અમદાવાદમાં એ;
ઉઘરાણું રૂડું કર્યું, મનમાં રાખી નેહ.



## અમદાવાદનું ફંડ.



### પદ.

(સુરેખાના લગન સમાનો; ઢાળ.)

રેલ આવીરે, સુરતમાં મોટી બહુ;
સાંભળતાંરે, અમદાવાદ ચોંકયાં સહુ. ૧
સાહે કરવારે, જનરલ મીટીંગ ત્યાં કરી;
સહુ ગ્રહુસ્થેરે, રૂપીઆની રકમ ભરી- ૨
ચારસોને એક, મોરબીની રાણીએ ભર્યા;
દીધી મોટી ઓથ, દુઃખીયાના કારજ સર્યાં. ૩
બસે એકાવન, શેઠ પ્રેમાભાઇ આપતા;
હીમાભાઇના તન, દયા કરી દુઃખ કાપતા. ૪
પૂરા અડીસેં જાણ, રણછોડલાલે ભર્યા સઈ;
શેઠ પર્મ ઉદાર, સુત છોટાલાલના તહી. ૫
શેઠ નવરોજજી, પેસ્તનજીએ આપીયા;
બસેં રૂપૈયા રોક, રંક ઉપર આણી દયા. ૬
બેચરદાસ શેઠ, પુત્ર છે અંબાઈદાસના;
લખ્યા રૂપૈઆ રોક, અડીસેં એક નીરાસાના. ૭

સારાભાઇ શેઠ, મગનભાઇના પુત્રછે;
આપ્યા રૂપીઆ સાર, રકમ દોડસો તુર્તએ. ૮

ભગુભાઇ પ્રેમચંદ, શેઠીયા રૂડા કાહાવતા;
દોડસોની રકમ, નામે લખી કીધા છતા. ૯

આપ્યા જી. બી.રીડ, કલેકટર સાહેબ ભણું;
સો રૂપીઆ સાર, નામ મુબારક એ ગણું. ૧૦

રૂડા જડજ સાહેબ, એસ. એચ. ફીલપોટની;
સો રૂપિયા મદદ, રીલીફ ફંડ આપ્યા ગણી- ૧૧

વકિલ નરભેરામ, રૂગનાથદાસ કેહવાએછે;
સો રૂપીયા રોક, ફંડમાં એની સાહેછે. ૧૨

શેઠ ચિમનલાલ, કપુરચંદ વકીલના;
આપ્યા રૂપીયા સો, ખરા દયાળુ દીલના. ૧૩

આંક એંસીના એક, નવ રકમ પચાસની;
દશ ગ્રહસ્થોના સાર, પાંચસો ત્રીસ લીધા ગણી. ૧૪

બીજા પરચુરણ, હુંડે આડસો બારછે;
આના ઉપર બાર, ટીપતણો એ સાર છે. ૧૫

તેત્રીસ સો જાણ, પંચાણું રૂપીઆ થયા;
આના ઊપર બાર, ફંડ ભરી કીધી દયા. ૧૬

સને ત્યાશી જુલાઇ, તારીખ બાવીસમી લગી;
અમદાવાદ માંહે, ફંડ થઇ આવ્યા નકી. ૧૭

## દોહરો.

તેત્રીસસો ઉપર થયા, પંચાણુ નિરધાર;
અમદાવાદે ફંડમા, ઊપર આના બાર

—○—

## પરચુરણ ફંડ

### લાવણી.

(ગુલચીમનમેં બીછુ ખડા બુરા ઝેરીહે,—એ઼ઢાળ.)

ઝગરેલ સુરતમાં ઘસી થઈ નુકશાંની;
ગઇ દેશો દેશમાં વાત રહી નહિં છાંની. ટેક.
ઓનરેબલ ટી. સી. હોપ સાહેબ છે રૂડા,
એક હજાર રોકડ મની મોકલ્યા પુરા;
સુરતની એને દાઝ લાગણી જાણી ગઇ૦ ૧.
હોપે માંગ્યો અહેવાલ સુરતનો કેવો,
રેલે કીધા શો કહેર લખીને દેવો;
કેમ મોટું આવ્યું પૂર કિધી શું હાંણી-ગઇ૦ ૨.
મીસીસ વાડીયા અરદેશરના સુરાં,
સાતસો રૂપૈયા ભર્યા ફંડમાં પૂરા;
મહુના પારસીએ આપ્યા પાંચસો આણી-ગઇ૦ ૩.
વેરાર થકી દીનશા હોરમજશા કહાવે,
મીસીસ મળી રૂપીચા એકસો લાવે;
છે કોબલા વંશના દાઝ ગરીબની આણી-ગઇ૦ ૪.

પ્રાંતીજ થકી એક ગ્રહસ્થ ગરીબને દાવે,
દોઢસો રૂપૈઆ રોક દયા મન લાવે;
લ્યો સો રૂપિયા ડબ્લીઉ. પ્રાટ વખાણી-ગઇ૦ ૫.
વળિ વીસનગરથી અંબાલાલ મારફતે,
એકસોને દશની રકમ થઇ વીગતે;
કરાંચીના સો રૂપિયા રકમ લ્યો જાણી-ગઇ૦ ૬.
વલસાડ ફંડના બસો પાંચ છે પુરા,
એ ઉપર આના આઠ નહી અધુરા;
થયા કપડવંજમાં એકસો ત્રીશ લ્યો માની-ગઇ૦ ૭.
બ્રોકર એસોસેશન તરફથી આવી,
સો રૂપિયાની રકમ ખરી મન ભાવી;
સો ફ્રેજર બેટી બચુબાઇ બહુ શ્યાણી-ગઇ૦ ૮.
થયા બત્રીસસો પંચાણું રૂપિયા પૂરા,
એ ઉપર આના આઠ નહીં અધુરા;
બીજા નહિ લખીયા સો અંદરના જાણી-ગઇ૦ ૯.
તારિખ અગિયાર આગસ્ટ સુધી હું ધારૂં,
થયું પરચુરણ આ ફંડ આસરે સારૂં;
ચાર હજાર રૂપિયા અટકળથી કહું વાણી-ગઇ૦ ૧૦.

## દોહરો.

ચાર હજાર, થયા હશે, રૂપિયા અટકળ જાણ;
પરચૂરણ એ ફંડના, સાચી કહું છું વાણ. ૧.



# ફંડનો ઉપયોગ કરવા સલ્હાકાર મંડળી.

પદ.

( ગોવીંદ તું પ્રાણ હમારો રે, મને જુગ લાગે છે ખારો રે;
એ ઢાળ.)

સલ્હાકાર મંડળી કીધીરે, દાદ દુઃખિયાની લીધીરે;
રૂડા ગ્રહસ્થ સર્વ મળે છે રે, સાહેતાની વાત કરે છે રે. ટેક.
જે. જી. વાહીટ કલેકટર રૂડા, પ્રમુખ નીરમ્યા જાણ;
બીજા ગ્રહસ્થોને સભાસદ નીમ્યા, સુરતમાં નીરવાણ. સલ્હા. ૧.
સી. જી. વિટવર્થને સૈયદ–મીર આલમખાન કહેવાય,
ખાન બ્હાદુર મીર ગુલામબાબા, આપે સલ્હા કરે સ્હાય. સ. ૨.
લલ્લુભાઇ ઇંજનેર ને શ્યાણા–ડાહ્યાભાઇ વકીલ;
ઇશ્વરદાસને કેવળરામ એ, ઘણા રૂડા ગુણશીલ. સલ્હા. ૩.
શેઠ દુવારકાદાસ રૂડા ને, રામલાલ ડાક્તર,
શેઠીયા ઠાકોરદાસ ચકાના, નીમ્યા રૂડા જોઇ નર. સલ્હા. ૪.
ખાન બ્હાદુર આદરજી જીવાણજી, શ્યાણા ન્હાનાભાઇ જાણ;
શેઠ ફરામજી જામસજી, મોદી બરજોરજી ગુણવાન. સલ્હા. ૫.
અહંમદભાઇ રેમતુલ્લા મળીને, સોળ સભાસદ થાએ,
ફેરજુલ્લાભાઇ હૈદરઅલ્લી, સત્તરમાં કહેવાય. સલ્હા. ૬.
સત્તર ગ્રહસ્થો સલ્હાકાર નીમ્યા, આપે સલ્હાને સ્હાય;
સુચના રૂડી દાખવે, જેથી કષ્ટ ગરીબના જાય. સલ્હા. ૭.

## દોહરો.

કષ્ટ કાપવા ગરિબના, મળે સભા એ સાર;
ગોડવાણી રૂડી કરે, દયા દીલ દાતાર. ૧.

—o—

## ફંડ વાપરવા કારોબાર મંડળી.

### પદ.

( વૈદ્રભી વનમાં વલવલે,—એ ઢાળ. )

કારોબારી મંડળી કરી, કરવાને કામ;
દુ:ખી જનોને જોઇને, આપે વસ્ત્રને દામ. ટેક.
પ્રમુખ રાવ બ્હાદુર કર્યા, જગજીવનદાસ;
સભાસદો બીજા નીમીયા, પુરવા રંક આસ. કારો. ૧.
ખાન બ્હાદુર રૂડા સહી, કેખુસરો નામ;
ડાકતર બેરામજી ભલા, કરતા શુભ કામ. કારો. ૨.
ડોસાભાઇ ડાકતર છે, બીજા ઉમેદરામ,
સાથે જગન્નાથ જાણવા, કરે રૂડાં એ કામ. કારો. ૩.
હરીલાલ દ્રુ નીમીયા, શેઠ નારણદાસ;
જુલ્ફીકારઅલ્લી મળી, નવ ગ્રહસ્થ એ ખાસ. કારો. ૪
નવ ગ્રહસ્થોને આપ્યા સહી, સલ્હાકારના હક;
દુ:ખ જાણી દુ:ખી લોકને, આપે આથ બેશક. કારો. ૫.
હીસાબ હેવાલ રાખવા, આનરેરી જાણ;
સેક્રેટરી બે નીમીયા, રાખવાને ખીયાન. કારો. ૬.

ગોપાળજી દેશાઇને, મંચેરજી સાર;
કામેટીના કામ જે બને, નોંધે એ નીરધાર. કાસે. ૭.
સબકામેટી જીલ્લા વિશે, કીધી આઠ સમાન;
રંકોના હેવાલ જોઇને, કરે સાહેતા જાણ. કાસે. ૮.

## દોહરો.

સબકામેટી સૌ ફરી, કરે ગરિબની સ્હાય;
ગોઠવણી એવી કરે, દુઃખડાં જેમ કપાય. ૧.

---

## મુંબઇના શેર દલાલોની સખાવત.



ગરબો.

(આવોની નંદલાલ, રમવાને આવોનીરે;—એઢાળ.)

આવ્યા શેરદલાલ, રંકની વ્હારે ચડીરે;
સૂરતમાં નીરધાર, મુંબઇથી નીસરીરે.
સોમનારાયણ રૂડા કહે છે, અમરસીંહની સાથે એ છે;
ચુનીલાલ નીરધાર; રંકની. ૧
નાણા ચુંમાળીસસો લઇ આવ્યા, રંક જનોના મનમાં ભાવ્યા;
કીધો દુઃખીપર પ્યાર; રંકની. ૨
આવીને રૂડાં કારજ કીધાં, રંકોના દુઃખ જોઇ બહુ દીધાં;
વસ્ત્ર રૂપૈયા સાર; રંકની. ૩
ગામે ગામો ફરી રંકોને જોયા, ઓથ આપીને દુખડાં ખોયાં;

કૂલિનને છુપા આધાર. રંકની. ૪
સુરતને પરગામ મળીને, વાપર્યા રૂપીયા રોક ગણીને;
એ તાળીસસો સાર. રંકની. ૫
સો આપ્યા નીરાશ્રીત સારૂ, રેલના ફંડમાં સો હું ધારૂં;
આપી રાખ્યું બહુ વ્હાલ. રંકની. ૬
આપી ગયા શાણા..મુબાઇવાસી, રાજી થયા ઘણા રંકનિ રાસો;
આશિસ દેછે અપાર. રંકની ૭
રૂડી કમાઇના રૂડાં નાણાં, રૂડા કામે વાપરેછે શાણા;
મનને વલ્લભ પ્યાર. રંકની. ૮

---

# પરચુરણ ફંડનો વધારો.

---

૫૬.

(સખી આવેલો કારતેગ માસ કે, કંથ સધારીયા; એ ઢાળ.)

ધસી રેલે કર્યું ઘમસાણ, સુરત ગભરાવીયું;
પાડયાં રંકોતણા ઘરબાર, મોટું દુઃખ આવીયું. ૧.
ગઇ દેશો દેશોમાં વાત, ગરિબ રખડયાં બહુ;
આવી રૂડા ગ્રહસ્થોને રેમ, સાહેતા આપે સહુ. ૨.
રૂડા કુરભંગાના મ્હારાજ, દયા દીલમાં ધરી;
આપ્યા રૂપિયા એક હજાર, સાહેતા રૂડી કરી. ૩.
આવી ભરૂચ શેહેરની ઓથ, રૂપૈયા હજારની,

ખંભાતથી પાંચસો રોક, મદત પુરી પ્યારની. ૪.
જુનાગઢ રૂડું દરબાર, વ્હારે ચઢયું આ સમે,
ગણ્યા રૂપૈયા સાતસો રોક, રકમ સઉને ગમે. ૫.
પંચમ્હાલતણી રકમ, પુરી પાંચસો ભાણી;
પાંચસો ભાવનગરે સાર, એથે આપ્યા ગણી. ૬.
વડોદરે પારસિ હીંદુ, બાનુઓ ઉદાર છે,
આપ્યા રૂપૈયા એકસો પાંચ, આના અગીયાર છે. ૭.
છે સોળમી આગષ્ટે રકમ, દેશીમીત્રમાં ભરી;
તેરસો ત્યાસીને આના બાર, નવ પઇ એ ખરી. ૮.

## સોરઠા.

રેલતણો એ સાર, સંક્ષેપે રચિયો સહી;
હોય ખોડ આવાર, ક્ષમા કરો સજ્જન સઊ. ૧
સદગ્રસ્થોનો પ્યાર, દરસ્યો આ આફત થકી;
સજ્જનને નિરધાર, વહાલું છે સુરત ઘણું. ૨
ગ્રંથ લઘૂ નહિ ઠામ, આભારી બહુ ગ્રહુસ્થના;
દરશાવ્યાં નથિ નામ, ક્ષમા ચાહું છું તે તણી. ૩
રંગિલ રૂડા મીત્ર, જુનાગઢ વાસો વસો;
પ્રણામ ધરજો ચીત, વલ્લભ મિત્રો સર્વના. ૪

સમાપ્ત.

## જાહેરખબર.

—o—

**આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીંમતે મળશેઃ-**

**સુરત**—ગોપીપરામાં શેઠ રા० દી० કન્યાશાળાના બીજા આ० માસ્તર નરોતમ પ્રાણજીવન પાસેથી. બરાનપોરી ભાગોળે સાકબજારમાં તંબોળી દેવચંદ જેચંદની દુકાનેથી. એ શીવાય છુટક વેચનારાઓ પાસેથી.

**ભાવનગર**—તંબોળી દેવચંદ જેચંદની દુકાનેથી.

